ષ્ટ્રીય ગ્રંથમાળા-અંક-૧.

# સ્વરાજ્ય-કીર્ત્તન.

શુદ્ધતા શાંતિનાં શસ્ત્રે ચહે હિન્દ સ્વરાજ્યને
પ્રભો ! એ લક્ષ્યની સિદ્ધિ અર્થે દે બળ સ્વાર્પણે.



સંગ્રાહક.
કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

૦—૨—૦

# તિલક નિવાપાંજલિ.

તારા જીગર તણી હું કુચી ખરી બતાવું,
હું ઓળખું છું પણ કયમ ચીતરી બતાવું?
ભાષા મહીં ન શબ્દો છે રંગ પૂરવાને—
તોપણ હૃદયની આછી પીંછી જરી બતાવું.
'હા–હાય–હાય' કહેવું અપમાન છે એ તારૂં;
નિર્માલ્યતાથી હું નહીં આંખો ભરી બતાવું.
રડનાર લાખ છે પણ કહેનાર કોઇ છે એ?
બહુ તેં કરી બતાવ્યું કંઇ હું કરી બતાવું.
જે યજ્ઞ આદર્યો તેં જોશે બલિ જો તેની;
દેશે પ્રભુ એ શકિત હું એ મરી બતાવું.
છે એજ શ્રાદ્ધ તારૂં ને સ્મરણ સ્તંભ તારો;
તારી સજેલ છરીએ માથું ધરી બતાવું.

દિવાનો.



वंदेमातरम्

# સ્વરાજ્ય-કીર્તન.

શુદ્ધતા શાંતિનાં શસ્ત્ર ચહે હિંદ સ્વરાજ્યને;
પ્રભો! એ લક્ષ્યની સિદ્ધિ અર્થે, દ બળ સ્વાર્પણે.

પ્રકાશક
કલ્યાણજી વિઠ્ઠલભાઇ.
સ્વરાજ્ય આશ્રમ, નાનપુરા-સુરત

આવૃત્તિ ત્રીજી. પ્રત ૬૦૦૦ કુલ પ્રત ૧૭૦૦૦

સુરત ભાગાતળાવ રોડપર આવેલા ધી 'ઇન્ડીઆ" પ્રી. પ્રેસમાં
કંચનલાલ ચુનીલાલ ગાંધીએ છાપી.

કિંમત ૦-૨-૦

કરો રક્ષા વિપદમાંહીં, ન એવી પ્રાર્થના મારી;
વિપદથી ના ડરૂં કો દી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
ચહું દુઃખ તાપથી શાંતિ, ન એવી પ્રાર્થના મારી;
સહુ દુઃખો શકું જીતી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
સહાયે કો ચઢે આવી, ન એવી પ્રાર્થના મારી,
તૂટે ના આત્મબળ દોરી, પ્રભો ! એ પ્રાર્થના મારી.
મને છળ હાનિથી રક્ષો, ન એવી પ્રાર્થના મારી,
ડગું ના આત્મપ્રતીતિથી, પ્રભો એ પ્રાર્થના મારી.
પ્રભો ! તું પાર ઉતારે, ન એવી પ્રાર્થના મારી,
તરી જાવા ચહું શક્તિ, પ્રભો એ પ્રાર્થના મારી.
તું લે શિરભાર ઉપાડી, ન એવી પ્રાર્થના મારી,
ઉઠાવી હું શકું સહેજે, પ્રભો એ પ્રાર્થના મારી.
સુખી દિને સ્મરૂં ભાવે, દુઃખી અંધારરાત્રિએ
ન શંકા તું વિષે આવે, પ્રભો ! એ પ્રાર્થના મારી.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ.

---

રવિ બાબુની "ગીતાંજલી"ના ૪થા ગીત ઉપરથી.

वंदेमातरम्

# સ્વરાજ્ય-કીર્ત્તન.

---

૧ "જય સ્વદેશ! જય સ્વરાજ્ય.!"

જય સ્વદેશ!
જય સ્વરાજ્ય!
જય સ્વતંત્રતાનું તાજ!
જય સ્વદેશ!
બની સુધીર હિન્દબાળ!
હૃદ ઉમંગથી પુકાર—
વહવી ઉર દેશદાઝ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
હિન્દને સ્વરાજ્ય રામ!
હિન્દબાલ હૃદય હામ!
દે સ્વતંત્રતાનું તાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
નૂતન વર્ષ હર્ષ સાથ!
દે સ્વરાજ્ય સિદ્ધિનાથ!
આપ એ અમોલું રાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!
અર્પું દેહ દેશ કાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

નાગરદાસ ઈ. પટેલ.

*

## ૨. "જય જય ગરવી ગુજરાત"

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત !
દીપે અરુણું પરભાત !
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી પ્રેમ-શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત.
ઊંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત !
ઉત્તરમાં અંબામાત,
પૂરવમાં કાળીમાત;
છે દક્ષિણુ દિશામાં કરન્ત રક્ષા કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત !
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણુને, રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર—
સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત !
તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ:
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત !

કવિ નર્મદ

## ૩. ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત; (ધ્રુવ)
મોઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શિષ;
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ!
અમારી ગુણવંતી ગુજરાત!

મીઠી મનોહર વાડી આ તારી નંદનથી અમોલ;
રસ ફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ!
અમારી ગુણવંતી ગુજરાત!

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત!
અમારી ગુણવંતી ગુજરાત!

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય!
અમારી ગુણવંતી ગુજરાત!

સર સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર,
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝુમી માત! રમે અમ ઉર!
અમારી ગુણવંતી ગુજરાત!

હિંદુ, મુસલમીન, પારસી, સર્વે માત! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ!
અમારી ગુણવંતી ગુજરાત!

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દો અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જય જયકાર!
અમારી ગુણવંતી ગુજરાત!

ખબરદાર.

*

## ૪. ગુજરાત

રાગ ધન્યાશ્રી.

ધન્ય હો! ધન્યજ પુણ્ય પ્રદેશ :
અમારો ગુણિયલ ગુર્જર દેશ.
કૃષ્ણચંદ્રની કૌમુદિ ઉજળો કીધ પ્રભુએય સ્વદેશ,
અમારો ગુણિયલ ગુર્જર દેશ...ધન્ય હો (૧)
આર્યનું સાગરતીર્થ પુરાણુ
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીનાં જ્યાં રાજ્ય:
ગ્રીસ રોમથી ય જૂનાં. કુરુપાંડવથીયે પ્રાચીન.
સોમનાથ ગિરિનગર દ્વારિકા યુગયુગ ધ્યાન વિલીન
ઉભીને કાલસિંધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર ..ધન્ય હો, (૨)
સ્થળેસ્થળ નવપલ્લવના પુંજ
નદી ને તળાવ કેરી કુંજ
કોમળી કવિતા સમ સુરસાળ
સિંધુ જ્યાં દે મોતીના થાળ;
જગજૂનાં નિજ ગીત ગર્જતો, ફરતો સાગર આજ;
કેસર ઉછળી ધુધવે ગરવો, વનમાં જ્યાં વનરાજ,
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મંદિરે ધ્વજને સન્તમહન્ત...ધન્ય હો. (૪)
પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ
વ્હાણુ ભરી વહેતી તેમ નિકાસ,
મોહી આગણુ ઉતર્યોજ યુરોપ,
વીણવા વાડીના ફૂલરોપ;

વીણી ન વણસે પુણ્યપાંગરી અમ રસ ભૂમિની છાબ
જગમોહન મુંબઇ નગરી જુઓ ! શું પાથર્યો કીનખાબ
નિત્ય નવ ફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ...ધન્ય હો. (૪)
ચોળી, ચણિયો પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ,
અંગ આખો ચે નિજ અલબેલ,
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણુકતનયા, ભાવ શોભના સુંદરતાનો શું છેડ!
આર્ય સુંદરી! નથી અવનીમાં તુજ રૂપગુણની જોડ;
ભાલ કુંકુમ, કર કંકણસાર
કન્થનાં સજ્યાં તેજ શણગાર...ધન્ય હો. (૫)
ખેતરે ન્હાનાં ન્હાની શી પોળ,
નાતજાતે ન્હાનડીયા ઘોળ,
ક્ષત્રી જાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડાજ સમાજ;
વૃદ્ધ ચાણાક્યે વર્ણ્યાં પૂર્વે નાનાં પ્રજાનાં તંત્ર,
એહ પુરાતનના પડછાયા આ અમ જીવનજંત્ર;
એક ફૂલવેલે ફૂલતાં ફૂલ
અમારાં એક સુગન્ધ અમૂલ...ધન્ય હો! (૬)
દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગતઇતિહાસ અનુપ ઉદાર;
ઇસલામી યાત્રાળુનું આ મકકાનું મુખ બાર;
હિન્દુ મુસલમીન પારસીઓને અહીંયાં તીરથદ્વાર;

પ્રભુ છે એક, ભૂમિ છે એક—
પિતા છે એક, માત છે એક—
આપણે એકની પ્રજા અનેક...ધન્ય હો ! (૭)
નથી રમી સમશેરોના દાવ
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત જાણે હજુય પળાય
એક ઇડરના વનકેસરીએ ભડવીર બાપ્પારાવ
વિશ્વ વન્દ્ય સુરજ કુળ સ્થાપી ચિતોડ કીધી યશ છાંવ.
જન્મભુમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ...ધન્ય હો ! (૮)
સુરતના રસિક રંગીલા રાજ
બુદ્ધિધન ભર્યો શ્રીનગરસમાજ
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન
કચ્છનાં સાહસિક સંતાન;
ખંડ ખંડ વિસ્તરતો હિન્દી મહાસાગર મહારેલ
તીરતીર જઈ સ્થાપી ગુર્જરી, સંસ્થાનોની વેલ
મહાસાગરના પૃથ્વિવિશાળ
સરોવર કીધાં ગુર્જરી બાળ...ધન્ય હો ! (૯)
વનેવન લીલા ઘટાસોહાગ
જગતનો દીપે શું અમુલખ બાગ !
સજાવ્યાં જૈને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર;
ભારતીએ કંઇ ફુલ ફૂવારો અંજલિમાં શું લીધ !
દિશ દિશમાં ફૂલધાર ઉડાવી દિલનાં પરિમલ દીધ !
હિન્દ માતની લાડિલી બાળ
ગુર્જરી જય જય તવ ચિર કાળ...ધન્ય હો ! ૧૦

કવિ ન્હાનાલાલ.

*

## ૫. પ્રકાશનાં પગલાં

(પ્રભા છંદ)

પ્રભુની મોંઘી ઓ માતા! ઓ સુંદરતાની કુંજ!
તુજ નિર્મળ તે સુખશાતા, વહેશે ક્યારે નવ ગુંજ?
તુજ દૈવી પુણ્યપુરાણુ પ્રભાનો કરવા પુનરુદ્ધાર
ઓ ભારત માત! વિચાર.

૨

તુજ પ્રજા બધી આ ઉભી વરવા નવરંગ પ્રભાત:
સહુ મોહ ગયા તમ ડુબી ને વીતી ગઈ છે રાત:
આવે પગલાં શુભ નવજીવનનાં, ઉઠ જગતને કાજ—
ઓ ભારત માતા! ગાજ.

૩

દોરવ અમને સદ્ધર્મે, દોરવ અમને સત્પંથ.
નિર્ભયતા વર અમે કર્મે ને શૌર્ય અખંડ અનંત:
સાતે આકાશ પડે શિરપર પણ હઠિયે ના તસુપૂર—
ઓ ભારત! બન બહાદુર.

૪

અરધી દુનિઆ રહે તાકી તુજને કરવા સ્વાધીન,
ખખડાવે શસ્ત્ર તુમાખી સમજી અમને બળહીન:
પણ અર્ધ જગત શું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
ઓ ભારત! ધરજે ધીર.

૫

જુગજુગની વીર્યસમૃદ્ધિ જુગજુગનું તેજસ્સત્ત્વ:
તુજ ઉંડી આત્મનસિદ્ધિ જે પામી જગનું તત્ત્વ:
તે કરી સચેતન ફરી જગવશે જયધ્વન તુજ સંતાન—
ઓ ભારત! થા બળવાન.

૬

જગ ભલે અસત્યે જીતે, જગ ભલે અધર્મ તણાય:
તુજ અંતરતેજ સુરીતે તું જાળવ એ તમમાંય:
છે તોળાવું દેવાંગણમાં દાનવ-માનવને યુદ્ધ—
ઓ ભારત! રહેજે શુદ્ધ.

૭

તુજ ઉન્નત તીર્થદ્વારે જગને કરવી મહેમાન;
રેલવવાં નવ અવતારે જુગજૂનાં ઉરનાં ગાન:
સાગરસાગરની લહરીઓ શું ઉરઉર ઉછળે આશ—
ઓ ભારત માત! પ્રકાશ.

૮

ઓ માત અમે સહુ ત્હારા, તુજ કીર્તિ અમારૂં સર્વ:
રજની ભરતા જ્યમ તારા, રાખે રજનીનો ગર્વ;
દે હાક અને ખુણે ખુણેથી ધસશું હારોહાર—
ઓ ભારત! માત પુકાર.

ખબરદાર.

*

## ૬. માડીની ઝુંપડી

(રાગ-ધીરાનું પદ)

દુ:ખીયાંનો વિસામો રે, માડી! તારી ઝુંપડી,
રણવગડાનો છાંયો રે, આંધળીઆની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય,
અમલ કમલ દલપર પંખીડાં, બ્રહ્મલીલાને ગાય,
રઢિઆળી એ વાડી રે, સોહવતી જે ઝુંપડી,
આજે ખાવા ધાતી રે, નિર્જન રણમાં ઝુંપડી—દુ:ખીયાં.

ધર્મ કર્મ રસ કસ લુંટાયાં, ધરઘર વખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું, ખેંચાયાં તુજ ચીર;
લુંટાતી ઓ માડી રે, ખાલી તારી ઝુંપડી,
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝુંપડી—દુઃખી યાં.

ધન સંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ,
તેને સોડે સ્હાતી રે, માડી તારી ઝુંપડી;
પોષણીઆં શી પાતી રે, આછી જાડી રાબડી—દુઃખી યાં.

વન વિંટયાં સિંચાણે સઘળાં, અવશ પડયાં તુજ બાળ,
કામ કર્યાં ને હડધુત કરીને રણવગડે દે માર;
અંકે લેવા ધાતી રે, તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતી રે, માડી તારી ઝુંપડી—દુઃખી યાં.

કણકણ કાજે વનવન વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણ સુખદુઃખનાં લ્હાણાં લેવા, ઠરતી તુજપર આંખ,
અંતે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી;
પ્રભુનો પથ દાખવતી રે, માડી તારી ઝુંપડી—દુઃખીયાં.

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું સુરલોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમિવ્રત પાળી રે, શણગારીશું ઝુંપડી—દુઃખીયાં

સ્વ૦ જીવાભાઈ અમીચંદ પટેલ.

*

## ૭. બાકે હિન્દ.÷

૧

અયિ! હિન્દભૂમિ તારો મહિમા દિગન્ત ગાજે,
રેલી અમીનિધિ કૈં કુદરત તને નવાજે;
તુજ ભાલપટ સનાતન સૌન્દર્ય તેજ રાજે,
જોડી જગે નીરખતાં તારી જડે ન આજે;
પ્રતિ પ્રાતઃ બાલભાનુ તુજ આરતિ ઉતારે!
હિમાદ્રિ--કેશ તારા કિરણો થકી સમારે.

૨

સંસ્કૃતિ—પૂર અહિંથી ફેલ્યાં દિશાએ ચારે,
ચીન અર્બને કિનારે ચેતન અજબ પ્રસારે;
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ ર્હાઇ, દોરે ભૂલ્યાંને દ્વારે;
ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિન્દઆંગણ રેલી ઉષા યુવાની.

૩

પુરાણ દેવભૂમિ કીધ ગૌતમે યશાળી,
તજી દેશ સરમદે[૧] નિજ અહીં દેહને પ્રજાળી;
પોષી પ્રજાત્વ પ્રીતે કૈં અકબરે ઉજાળી,
સિંચી રુધિરે રાણે[૨] સુરવાડી આ રસાળી;

---

÷ ૧૯૧૬ની કોંગ્રેસમાં મૂળ ઉર્દૂ કાવ્ય ગવાયલું અને તેને પંડિત માલવીયાજીએ રૂ૦ ૫૦૦ની કિમ્મતે ખરીદેલું.

૧. મોગલ સમયનો એક પ્રખ્યાત ફારસી કવિ. એણે હિન્દના કુદરત સૌન્દર્યથી લોભાઇ પોતાની જન્મભૂમિ ઇરાનને તજી હિન્દમાં પોતાનું જીવન વ્યતીત કર્યું હતું. ૨. પ્રતાપ રાણો.

આ ભૂમિની સમાધે શૂરવીર સૌ સૂતા છે,
ખંડેર અસ્થિ જેનાં અમ અણુમૂલી મતા છે.

૪

ખંડેર જીર્ણ એ કે શૂરકીર્તિ હજી કવે છે,
જેનાં અમારી રગ રગ ઉન્હાં રુધિર વહે છે;
વ્યોમ ચઢી વિમાને હજી એ ધ્વનિ શ્રવે છે,
એ કીર્તિ ઘોષ હજીયે અમ કાનમાં રવે છે;
કશ્મિર શું ન દાખે કંઈ સ્વર્ગરંગ હજીયે ?
વહતી શું ન પ્રતાપી પુનિત ગંગ હજીયે ?

૫

માધુર્ય ને મૃદુતા એનાંએ ફૂલ ફળોમાં,
કરતા કલા કલાપી આજે એ જંગલોમાં;
ઘન વીજના કડાકા એના એ વાદળોમાં,
પણ વ્યાપી રહી શિથિલતા અમ દિલની ચળવળોમાં;
એની એ સંસ્કૃતિ કે દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ, વ્હાલો વિનાશ અમને.

૬

વરસોથી વામ વિધિઃ પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પટે ભુંસાઇ જે જે સ્મૃતિ અમારી;
પરી થઇ હજી જરી નહિ ઘન નિન્દ જે અમારી,
શબ ગામ કફન વિનાની ભૂમિ હિન્દ જે અમારી.
જેનાં ખૂબી ખજાના ઉલટા વહી રહ્યા છે,
કમભાગ્ય વારસો કે ગાફેલ સૂઇ રહ્યા છે.

૭

વિભુ ! દેશપ્રેમજ્યોતિ, હદ થઈ, હવે જગાવો,
ભૂલ્યા બધિર કાનોમાં મંત્ર કંઇ સુણાવો;

ચેતનાવિહીન ખોખાં; ચૈતન અજબ સ્ફુરાવો,
આ ભસ્મરાશિમાંથી ચીણગારી કંઇ ઉડાવો;
વ્હાલું વતન સમાયે, નયનોમાં તાર થઇને,
શિરમાં ખુમ.રી થઇને, દિલમાં કરાર થઇને.

૮

ફૂલબાગ શોખીનોને ફૂલથી લગન મુબારક!
રંગે રસિક જનને રસનાં ઝીલન મુબારક!
બુલબુલને ગુલ મુબારક! ગુલને ચમન મુબારક!
બેલી વિનાના અમને વ્હાલું વતન મુબારક!
નન્દનવને આ ખીલશે અમ ઉર પ્રફુલ્લ કળીશું!
જે જનની અંક ઝુલ્યા તે અંકમાં ઢળીશું!

૯

ભોજન ભૂખ્યાંને: અમને વ્હાલાં છે નૂર વતનનાં,
નયનોની રોશની એ, સુખ સત્ય એ જીવનનાં;
જળહળ ઝગે છે જયોતિ રગરગ એ પ્રેમઅગનનાં,
વ્હાલા કુસુમસમ છે કાંટા યે આ ચમનના;
છે ચર્ણધૂલિ જેની અમ ભસ્મ—લેપ તનને,
મરીને અરે! ચહીશું પ્યારા વતન—કફનને.

*

## ૮. વીર બાળનું હાલરડું

( બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો—એ રાહ )

હાલો હાલો હાલો સુવીર બાલ હાલો,
હાલો હાલો જનિતા ઝુલાવે. (ટેક)
હાલ મારા લાલા, સુધીર કુંવર કાલા,
હાલો હાલો સુહેતથી હુલાવે.

ભાઇ તું સ્વદેશભક્ત જન્મથી થયો છે,
શૌર્ય ધર્મ પૂર્ણ તુજમાં રહ્યો છે,
વૃથા જ્ઞાન ભક્તિ ને વિરાગ તુંમાં ના’વે—હાલો.
જન્મી આર્યભુમિમાં, રમીશ આ ભૂમિમાં,
હૃદયપટે કોતરો સ્વદેશનો મહિમા;
અન્ય પ્રજા આજી તને તેથી ના ડગાવે—હાલો.
સ્વદેહભાન ત્યાં લગી સ્વદેશતાન સેવો,
નિકર તો ગુલામીથી ગંધાય જ્ઞાનમેવો;
કાયરતાકાંકરો વિરાગમણિ શું કહાવે?—હાલો.
બ્રહ્મભાસ થાતાં સ્વદેહભાન જાતાં,
સેવજે સંન્યાસવૃત્તિ બ્રહ્મમાં વિલાતાં:
પ્રથમ ‘વિજયવર’ ઉચ્ચારી દેશને દિપાવો—હાલો.
બાર સૂર્યને અસંખ્ય સૂર્યવીર ઓપે,
આપણા સ્વદેશની સુવિજય ધ્વજા રોપે;
સુયશ ગાઇ સંઘવી વસુંધરા ગજાવો—હાલો.

ન. પુ સંઘવી.

*

## ૯. જન્મભૂમિનું જય મંગળ

જય મંગળ પ્રિય જન્મભુમિનું ગજાવીએ:—
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય.
જનની અંક ઝુલીએ, જનુની રંગ ઝીલીએ,
આત્મબળ—ઉજાશથી બધું ઉજાળીએ— જય.
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજયવાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ— જય.

સત્યથી સચવાય સ્વત્વ; સમજીએ થઇ પ્રવૃત્ત,
ધુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ— જય.
ભુતળ ફોડી ફેડીએ, ઉંડી જડો ઉખેડી,
દોર ને દમામ દેશનો જમાવીએ— જય.
સ્થિતિસમય સ્વીકારીએ, પ્રવૃતિયજ્ઞ યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય.
માત દીન દુભાય છે, સપુત ! પીડા પિછાનીએ,
દુઃખ હિપાવીએ, ઉમંગને વધાવીએ— જય.
દેશસેવના સ્વધર્મ અન્ય ન કર્ત્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ— જય.

લલિત.

*

## ૧૦. જીવે શું હિંદમાં એવા ?

( સદા સંસારમાં સુખદુઃખ સરખાં માની લઇએ-એ રાગ )

જીવે શું હિંદમાં એવા કો મુઢાત્મા હરામી ?
ન બોલ્યા મુખ "મારો દેશ, આ મુજ માતૃભુમિ"—જીવે શું.
ઝાકળનાં મોતીસમા જીવો તે કંગાલ,
કાલા આવ્યા ગયા ભૂલા પત્થરવત ભુભાર—
ખરંતા પીપળાનાં પાંદડાંની પેઠે એ તો,
ઝાડી મંકોડીના સમાન કાયા તે નકામી— જીવે શું.
હોય ખિતાબો છો ઘણા અઢળક ધનભંડાર,
લુખી કીર્તિ હો ભલે મૃગજળવત નભનાર—
મળે તે માટી નીચે જે થકી અવતાર ધાર્યા,
ફરે ઘાણીતણા જયમ બેલ ફેરા અંધ પામી— જીવે શું.

તેના મૃત્યુ પાછળ કોઇ ન રડતી આંખ,
જીભ ન ગાતી નામને માન તણી નાહ ઝાંખ.

મહારાણિશંકર શર્મા.

*

## ૧૧. 'સહુ ચલો જીતવા જંગ'

( લાવણી )

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યાહોમ કરીને પડો, ફ-તેહ છે આગે—ટેક.
કેટલાક કર્મો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે,
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઇ બળ લાગે— યાહોમ૦
સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને,
સાહસે ઇંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;
થઇ ગર્દ જંગમાં મર્દ હકકનું નિજ માગે— યાહોમ૦
સાહસે કોલંબો ગયો, નવી દુનીઆમાં,
સાહસે નેપોલ્યન ભીડયે, યુરપ આખામાં;
સાહસે લ્યુથર લે થયો, પોપના સ્હામા,
સાહસે સ્કોટે દેવું રે વાળ્યું જોતામાં,
સાહસે સિકંદર નામ અમર સહુ જાગે— યાહોમ૦

કવિ નર્મદાશંકર

*

## ૧૨. "સહુ ચલો ચલો ભારતસંતાનો"

( લાવણી )

સહુ ચલો ચલો ભારત સંતાનો દેવદુંદુભી ગાજે.
દેશ–યજ્ઞ–બલિ કાજ ધસો પળ છે અણમૂલી આજે,
નવયુગ આજ મંડાયો, અમ હિન્દ આજ સંધાયો,
ધ્વજ વિજયતણો ફરકાવો, હર્ષાશ્રુ ગંગ વહાવો-
એ પુણ્ય ગંગ પુનિત ઉદકમાં જશે તણાયાં પાપો.
દઢ નિશ્ચયથી સ્વર પ્રચંડથી પોકારો હિન્દ હમારો.
વિનતિ કરી કરીને થાકયા, વ્યાખ્યાને મંડપ ગાજ્યા,
મહાસભા‡ ભરી કંટાળ્યા, બહુ પંચોથી+ પરવાર્યા,
ઢંઢેરા લાંબા સુણ્યા કંઈ શબ્દછટાએ મોહ્યા,
ગર્જ્યા પણ ના કદી વરસ્યા, બહુ વરસે પારજ પામ્યા,
હવે હિન્દ સ્વાવલંબનપર એ મુસ્તાક હિમાલય જેવું,
દઢપ્રતિજ્ઞ થઈ કર્ત્તવ્યરણાંગણ આપબળે ઝુઝનારૂં.
પૂર્વેનાં પાપો ધોશું, કુરબાની કરી સોહીશું,
સહુ હિન્દી મળી જીતીશું, સહુ હિન્દી સાથ મરીશું,
હવે ભેદનીતિના ભોગ થઈશું નહિ નહિ કો કાળે,
મરશું બન્ધુના હાથે પણ ના ત્રાહિત દોર જમાવે.
અહ! પુનિત સંગમ આજે, ત્રિવેણી પુણ્ય પ્રભાતે,
સહુ "वंदेमातरम्" બોલો, "अल्लाहु अकबर" બોલો,
"सत् श्री अकाल" બોલો, જય ત્રિભુવનમાંહી ગજાવો.
છે જાન માલ કુરબાન અમારાં હિન્દ માતને ચરણે,
બસ કહેવું નથી, કરવાનું હાવે બંધનમુકત થવાને.

‡ કોંગ્રેસ. + કમીશન.

નવયુવાન બંધુ ! ચાલો, નિમંત્રણ માત સ્વીકારો,
શયતાની મહોબ્બત તોડો, બસ ગુલામી શિક્ષણ છોડો,
બીરૂતા ને મોહજ ટાળો, દળ રાષ્ટ્રતણુંજ બનાવો,
રે ભાવિના સરદારો ! ના ના રે મુખ છુપાવો.

હા ! આર્ત નાદથી માત પુકારે દીન હમાન વિચારો,
ચઢો રણે સૌ ધર્મયુદ્ધમાં હિન્દ હવે ઉદ્ધારો.

પંજાબ ખિલાફત દુઃખો, ધરધરના આર્ત પુકારો,
શેં ભૂલીએ કારીજખમો ? વિણ વાંકે વિંધ્યા સહસ્ત્રો
બન્ધુની રઝળી લાસો, હજી મ્હાલે અહીં શયતાનો
રે! દુઃશાસન દુષ્કૃત્યો ! દ્રૌપદીનાં ખેંચ્યાં વસ્ત્રો !
ભોળે દી અત્યાચારો, શું ભૂલશે પાંડવ વીરો ?

ઓ ભીમ ! ગર્જ બલવીર્ય થકી નિરાંતે કયમ બેસાય?
શું દુઃશાસન લ્હેર કરે પાંચાલી છૂટા કેશે !

રે ! સર્પ સમાન ચલાવ્યા ! બાંધી બાંધી ફટકાવ્યા !
ધગતા અંગાર જલાવ્યા ! બંદિખાનાં ઉભરાવ્યાં !
તરીપાર કંઇને કીધા ! ચોરોએ શાહુ દંડયા !
તોયે શું ન્યાયે મોહ્યા ? શું સ્વાદ પુરા ના ચાખ્યા ?
રે ભાગ ભરો કયન પાપે શયતાન તણા સહકારે ?
જીવતા પણ મુઆ ભુંડા કાં નહિ કરવાં કેસરીયાં ?

ઓ ! બુદ્ધિમાન ધારાશાસ્ત્રી મુસદ્દી પંડિત જાગો,
કંઈ સમય વિચારો સાર્થ કરો શક્તિ તમ સંધિ સાધો.

વાણિજયશૂર સંતાનો ! ઓ ! સાહસિક શ્રીમાનો !
ધનરાશિ યજ્ઞે ખડકો, ભામાશા સ્થળસ્થળ પ્રકટો.

છો લક્ષ્મીપતિ, ના દાસ બનો, ગઇ પ્રાપ્ત ફરીથી કરશો,
પણ દુર્લભ કેસરી પ્રતાપ જાતાં જુગજુગ રોતા રેહેશો.

ઓ શૂરવીર સંતાનો ! ભડવીર ભલા ખેડુતો
શ્રમજીવી બન્ધુ બ્હેનો ! બાંધી દો સેતુબંધો
દુઃખસાગર ઉતરી ચાલો, રે ! માત સીતા છોડાવો;
રઘુવીર કરે ટંકાર સજી સામગ્રી સર્વે ચાલો,
ના સિદ્ધિ સાધનમાં પણુ સત્ત્વે, રાવણને રગદોળો
નિજ ધર્મ સહુ વિચારો, વ્રત ઐક્ય સ્વદેશી સાધો,
રે અધમ દ્વેષ ફિટકારો, દીલ રાખો પ્રેમ ફુવારો,
બસ વિજય વિજય છે દેવી યુદ્ધ—સચ્ચાઇ શાંતિનાં શસ્ત્રો,
છે અભયદાન આત્માર્પણ એ જગસંજીવનના મંત્રો.

કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

*

## ૧૩. વીર હાક

ફર ફર કરતી ધર્મધ્વજા ઉડતી આકાશે,
ગરમ રુધિરનો વેગ વીર નાડીમાં વ્યાપે;
સ્વદેશસેવા શૌર્ય ઉછળતું પૂર વહે છે,
સ્વાર્પણનો છે યજ્ઞ નિમંત્રણ શૂરવીરને છે.
સાખી—લોભ, મોહ, મત્સર તજ્યાં, તજી ભેદ સઉ ભાત
સ્વદેશહિત માટે થયા, ભારતવાસી સઉ ભ્રાત.
ભારતવર્ષી ભવ્ય ઝલક બતલાવો જગમાં,
ભારતવર્ષી પ્રેમશૌર્ય પ્રકટાવો હકમાં;
વિશાળ દીલ દરિયાવ ઉછાળો નવલ તરંગે,
ધસો ધસો આ સ્વરાજ્ય કેરા અદ્દભુત જંગે.
સાખી—બુદ્ધિ ઢાલ કરે ધરી, ન્યાય તણી સમશેર,
સ્વદેશસેવા આદરી એક બની દશમેર.

એક દીલ, એક રાગ બન્યું છે જૂથ બહોળું,
મચ્યો મામલો મહા, એમ શૂરવીરનું ટોળું,
વદો વદો—"જય સ્વદેશ, ને જય સ્વાર્પણનો"ને
વદો—"દેશ મમ આ, હું પર હક્ક સ્વદેશનો છે."
સાખી—હૃપદ અર્પણ હિંદને ભક્તિ ભારતવર્ષ,
સ્વદેશની સેવા વિષે, હૃદય હૃદય છે હર્ષ

રસિક

*

## ૧૪. "એ ભૂમિ અમારી"

( રાગ બિભાસ-તાલ દીપચંદી )

એ ભુમિ અમારી, મૈયા અમારી,
કોણ અવર કહેશે નિજની ?—
ન દેઉં ઉચરવા!—ટેક

એ સ્વદેશ માટે, કો રણયજ્ઞે
પ્રાણ આહુતિ દઉં સજની;
ન ચાહું ઉગરવા—એ ભુમિ

પરાધીન થઇ ટપલા સ્હેવા
ટાલ પડે શિર શરમ ભરી!
ભલું એથી મરવું—એ ભુમિ.

ગુલામ કાફર કાયર પદવી
હિન્દુ કાળા નામે ઠરી!
ભલું એથી મરવું—એ ભુમિ

શકે ન કાંઇ કરી એ બાળક
મરદમૂછ મુખ હજુ ન ખીલી
હાયે શાં મ્હેણાં—એ ભૂમિ.

તણછામાં ઉછર્યો તે ફાલે
  ફૂળે બળેથી ઉકળી !
    હાયે શાં કહેણું !—એ ભુમિ.
નથી રાંકડા, નથી બાયલા,
  નથી રૂહેવા નિત્ય દાસ સૃજ્યા
    કયમ ગાજી ન કહીએ ?—એ ભુમિ.
છઉં સ્વધર્મ રંગી, સ્વકર્મ સંગી
  સ્વદેશ જંગી પ્રેમે ભિંજ્યા !
    હરિ એકજ હદએ—એ ભુમિ

સ્વ૦ હ૦ હ૦ મુ૦

*

## ૧૫. "અમે હિન્દી હિન્દી હિન્દી !"

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણુ પવિત્ર;
રે જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશો, કરશું હોકાર હમેશ;
**અમે હિંદી, હિંદી, હિંદી છે હિંદ અમારો દેશ.**
અંધારવિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ;
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિએ શી, હા ઉછળે ઉર્મિ અશેષ,
**અમે હિંદી, હિંદી, હિંદી છે હિંદ અમારો દેશ.**
ક્યાં હશે હિમાલય જેવો. ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ;
ક્યાં મળે અલાકિક એવા, સહુ દેશતણા બહુ રંગ;
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી, કરતા પ્રભુપંથ ઉજેશ;
**અમે હિંદી, હિંદી, હિંદી છે હિંદ અમારો દેશ.**

કયાં રામ યુદ્ધિષ્ઠિર ઘુમ્યા, કયાં ગર્જ્યાં અર્જુન ભીમ;
કયાં રજપુત વીર ઝઝુમ્યા, બળ દાખવવા અસીમ!
રે ભુલીએ તે રીતે શી, અમ અંતરથી લવ લેશ;
**અમે હિંદી, હિંદી, હિંદી છે હિંદ અમારો દેશ.**
" નથી રે જીવવું પરઆશે, છે પારકી આશ નિરાશ,
" નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ."
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી, અહીં દે અમને ઉપદેશ;
**અમે હિંદી, હિંદી, હિંદી છે હિંદ અમારો દેશ**
ધમ ધમ ધરણી ધ્રુજવશું, અમ દેશતણાં કરી ગાન;
જય જય જય નાદ કરીશું, દઇશું મોંઘા અમ પ્રાણ;
એ ભક્તિ વસી ઉર, તે શી, દેજો શક્તિ પરમેશ;
**અમે હિંદી, હિંદી, હિંદી છે હિંદ અમારો દેશ.**

ખબરદાર.

*

## ૧૬. સાચના સિપાઈ

અમે સાચના સિપાઇ, અમે સાચના સિપાઇ;
સાચ અમારી તરવારો ને, સાચની બાંધી સવાઈ;
અમે સાચના સિપાઇ!
સાચ અમારા લ્હડવઇયા; તે લ્હડશે સાચ લ્હડાઇ,
અમે સાચના સિપાઇ,
શુણો અમારાં બ્યૂગલ વાગે, સાચની હાક છવાઇ,
જૂઓ અમારી ધજા ફરફરે, સાચની લહેરો વાઇ;
જામે સાચનું લશ્કર સઘળે આવો તમો ભાઇ,
અમે સાચના સિપાઇ

કવિ ન્હાનાલાલ.

*

# ૧૭. "જય જય બોલો હિન્દુસ્તાન"

હર હર હર ! મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.
આ ભૂમિ આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન,
ત્રીસ કોટિ ભારતનાં તનુજો જય જય બોલો હિન્દુસ્તાન.
એક કુટુંબી ભાઈ આપણે, માતા ભારતનાં સંતાન,
હિંદુ, પારસી, મુસલમીન સૌ, જય જય બોલો હિન્દુસ્તાન.
મંદિર, ને મસ્જીદ બન્ને છે, ઇશ્વર કેરાં ઉંચાં ધામ,
ભાઈ ભાઇમાં ભેદ ન હોયે, જય જય બોલો હિન્દુસ્તાન.
પુનઃ આપણી ભારતમાતા જગમાં પામે ઉંચું સ્થાન,
વિશ્વ સકળની ધર્મ માત એ, જય જય બોલો હિન્દુસ્તાન.
એક નેક ને એક ટેકથી, કરો એકતા કેરૂં પાન,
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન.
ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચાં નિશાન,
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન.
દૈવી--યુદ્ધના શાંત સૈનિકો, સ્થૂળ બળનું હરવા અભિમાન,
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન.
તલવારો, બંદુક, ભાલાથી, ઉંચાં છે આત્માનાં સ્થાન,
શરીર પડે પણ એ તો અમ્મર, જય જય બોલો હિન્દુસ્તાન.
વિજયમાળ લઇ સ્વર્ગ સુંદરી, તત્પર છે કરવા સન્માન,
માતૃવેદિમાં પ્રાણ અર્પીને, જય જય બોલો હિન્દુસ્તાન.
હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.

ચંદુલાલ નંદલાલ દેસાઈ.

*

## ૧૮. દેશનો દિવાનો

(હું મસ્તાની પ્રેમની મને કોઈ ના છેડોરે, એ રાગ)

હું દિવાનો દેશનો મને કોઇ ન સતાવો;
હોય જે મારા સમા-મારી કને આવો—હું દિવાનો૦

તોતા અને કૌવા મળી મુજ શિર ન પકાવો;
ડાંપણુ બતાવીને વૃથા મુજ દિલ ન દુ:ખાવો—હું દિવાનો૦

હોડી વિના સિંધુ તરો હિંમત ન હઠાવો;
હથિઆર વિણુ ઝુઝી શકો તો સંગ સિધાવો—હું દિવાનો૦

વિણુ પાંખ ઉડવું આદરી પર× જોઉ ઉડાવો,
તે હું દિવાના સાથ સઉ નિજ હાથ મિલાવો—હું દિવાનો૦

પકવાન ખાવાં હોય તો તમ મુખ છુપાવો;
જો અગ્નિ ખાવો હોય તો પતરાળી નંખાવો—હું દિવાનો૦

સુખઆશકેરા પાશ બાળી ખાખ લગાવો;
ભીતિ જગાવો ભટ્ટીમાં આ દેશ જગાવો—હું દિવાનો૦

નવ પાઘડીનો પ્રેમ ધારી શિષ નમાવો;
નિજ પ્રાણુ અર્પો દેશને નવ નામ ગુમાવો—હું દિવાનો૦

નિરાંત કેરી રાતમાં નિદ્રા નહિ લાવો;
ઉજાગરે આનંદ માનો તો તમે ફાવો—હું દિવાનો૦

શય્યા ચહો જો પુષ્પની તો ઘેર સિધાવો;
સુવું હોય શરશય્યા પરે તો દોસ્તીનો દાવો—હું દિવાનો૦

---

× પાંખ.

ધસી પાય મરવું હોય તો તમ ધામ સુહાવો;
લણવી અમરતા હોય તો ક્ષેત્રે જીવન વાવો—હું દિવાનો૦

એ દેશનો સંદેશ ને આદેશ છે આવો;
તે રસ સદા હે સંઘવી પીવો અને પાવો—હું દિવાનો૦

ન. પુ સંઘવી.

*

## ૧૯. ના હઠવું ના હઠવું

( ૫૬ )

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણ કહાડયું કે ના લટવું ના લટવું.

સમજીને તો પગલું મૂકવું, મૂકીને ના બ્હીવું,
જવાય જો નહિ આગળ તોયે, ફરી ન પાછું લેવું. ડગલું૦

સંકટ મોટું આવી પડતાં, મ્હોડું ન કરવું ચ્હીલું;
કળે બળે ખૂબ લડવું, પણ ના કરવું ફરવા ઉંચું— ડગલું૦

જયાં ઉભા ત્યાં ચોંટી રહીને વચન લેવું સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો તોયે ન કરીયે નબળું. ડગલું૦

ફત્તેહ કરીને આગળ વધશું, અથવા અહીંઆ મરશું;
પણ લીધેલું તે પાળીશું રે વજ્જરનું કરશું— ડગલું૦

તજી હામ ને ઠામ મૂકવા, ખૂણા જે કો ખોળે;
ધિક્ કાયર તે અપજશરૂપી ખાળકુંડીમાં બોળે— ડગલું૦

નાશી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહી કહાડે;
બ્હાંકણુ બાપલા નામર્દાઓ નામ મળે ઉપાડે— ડગલું૦

શૂર વીર તે જશનો લોભી હિંમત મદીરા પીયે;
ઉમંગથી તે ધસી વધે વા ખૂબ ટકાવી રાખે— ડગલું૦

ભણી ગણી જન પુખ્ત વિચારે પાયો નાંખે મજબૂત;
કા કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરૂં સાબૂત— ડગલું૦

નર્મદાશંકર.

*

## ૨૦. વીર હિન્દીઓને સંદેશો

રણ મેદાને ચડયા તો મરવું કે ઇચ્છિત કરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.
સુકાની સંભાળજે નૌકા,
તરંગો ઉછાળશે નૌકા,
ખડકમાં પછાડશે નૌકા,
સમુદ્રો ડુબાડશે નૌકા,
ખાવાનું નથી, કામ વિકટ છે, રણસાગર તરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.
ઉખડશે તે જડની સાથે,
લટકશે તે થડની સાથે,
ભીડવું છે ભડની સાથે,
કામ અહીં છે ધડની સાથે,
માથું હાથમાં લઈને લડવું–જીતવું કે મરવું;
એ વીર પ્રતિજ્ઞા શૂરા! પગલું પાછળ નવ ભરવું.

દીવાનો

*

# ૨૧. "તહીં આ શિર ઝુકે છે"

( ગઝલ )

જહાં નિજ સ્વાર્થના બંધો તુટયા, જ્યાંહે ફકીરી છે;
સ્વીકારી સેવના જેણે તહીં આ શિર ઝુકે છે.
ચહે જે સાચને દિલથી મરે જે સાચને માટે;
અભય જે વીર સઘળે છે તહીં આ શિર ઝુકે છે;
ગણે ના ખોફ સત્તાનો ગણે ના જે સ્તુતિનિંદા;
ઝુઝે જે લોકના હિતે તહીં આ શિર ઝુકે છે.
ભભુકી દીનનાં દુઃખે જીગરમાં હોળીઓ જેને,
મથે એ લ્હાય બુઝવવા તહીં આ શિર ઝુકે છે,
વિરોધી ને વિપત્તિનાં હજારો બંડની સામે,
સમરમાં કેસરી ગાજે તહીં આ શિર ઝુકે છે.
પ્રજા ને દેશની કીર્તિ તણી જેને ખુમારી છે;
ઉજાળે જન્મભૂમિને તહીં આ શિર ઝુકે છે.
ટકાવા ટેક સ્વાભિમાન આપે આહુતિ સહુની;
બિરુદ જે મર્દનું ધારે તહીં આ શિર ઝુકે છે.
ગણ્યું ઘર દેશને જેણે કુટુંબી દેશીઓ માન્યા:
વહાવી પ્રેમની ધારા તહીં આ શિર ઝુકે છે.
વિભૂતિ દેશને ચરણે ધરી નિષ્કામ ભાવેથી
કરે કુરબાની જીવનની તહીં આ શિર ઝુકે છે.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ.

*

## ૨૨. જીંદગીની સાર્થકતા

નથી જીંદગી સાર્થ પૈસઃ થકી કે,
નથી સાર્થ આભૂષણો વસ્ત્રથી કે,
નથી સાર્થ ગાડી મહીં મ્હાલવાથી
નથી સાર્થ ખિતાબને ધારવાથી.
જીવ્યું સાર્થ છે દેશભક્તિ મહીં આ,
જીવ્યું સાર્થ છે દેશસેવા મહીં આ;
જીવ્યું સાર્થ છે આત્મસંમાનથી આ,
જીવ્યું સાર્થ છે લોકકલ્યાણથી આ.
જીવ્યો તે ખરો જે જીવ્યો દેશ કાજે,
મુઓ તે ખરો જે મુઓ દેશદાઝે;
ખરે ધન્ય! તે વીરના મૃત્યુ પુઠે,
ભયો દેશ શોકે ડુમી આંસુ ખેરે.
લૂટે ભસ્મ લાખો જનો જેની પ્રેમે,
ચઢાવે સુપુષ્પો પ્રતિવર્ષ કબ્રે;
ધરી શોક લાખો ભળે પાયદસ્તે,
ખરે ધન્ય! તે વીરના મૃત્યુને છે!

કલ્યાણજી વિઠ્ઠલભાઈ

*

## ૨૩. એક દિન એવો આવશે.

એક દિન એવો આવશે
જ્યારે અમીઝરણો ઝરંતાં પૃથ્વીનેય પલાળશે
એક દિન એવો આવશે, ટેક.

કળિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજવીર્યથી ભુમિભક્તિથી આ સૃષ્ટિનેય ઝુલાવશે. એક૦
રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંગ, પ્રતાપ ને,
હમિરાજ, યોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે એક૦
શિબિરાજ, ભગિરથરાજ સમ પરમાર્થજીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજને વિસરાવશે. એક૦
પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યવર્ત ઉદ્ધારશે. એક૦
આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક૦
આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દિવ્ય પ્રકાશશે,
દૃઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક૦
આ દુઃખને ભુખના પડે પોકાર ચારે દેશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક૦
મરુ દેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ ફુલ્લથી લચી સુંદરી સમ એકલી અહીં મહાલશે. એક૦
અહીંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઈ રાજ્યના શુદ્ધ ધર્મને શીખવાડશે. એક૦
પુર્વે થયા ન્હોતા વળી સ્વપ્ને ન તર્ક્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. એક૦

મગનભાઈ ચતુરભાઈ પટેલ

*

## ૨૪. હિન્દનું ભાવિષ્ય

( ત્રિકાલી ગરબો )

માજી હવે વિજળી થાશે રાત અંધારી આથમી રે લોલ,
વ્હાણુલાં વાશે થાશે પ્રભાત દુઃખડાં જાશે શમી રે લોલ,
માજી તારા ઘાયલ પુત સપુત સુતેલા જાગશે રે લોલ,
માજી થશે ઝાઝો ઝંપાપાત જાતસુખ ત્યાગશે રે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ.
વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.
જાગશે રામ વિનામાં રામ ગર્વગંજન થશે રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર અધમ ઉદ્ધરશે રે લોલ.
જાગશે કર્ણાર્જુન થઈ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.
જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં રે લોલ.
જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રુજાવશે રે લોલ,
જીતશે કુડકપટના ખેલ કુડ ત્યાં ધૂળ થશે રે લોલ
માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારાં દૂધમલ પીશે દૂધ દૂધ દીપાવશે રે લોલ.
મંદ મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી જશે રોગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશેરે લોલ.
ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારડે કલ્પતરૂનો પાક કણના કળશી થશે રે લોલ.
માજી એવા મોં માંગ્યા વરસાદ કુંદનના વરસશે રે લોલ,

આવતી સાગરિયાની છોળ રતનચોક રેલી જશે રે લોલ.
માજી તારો ભાગ્ય-સવિતા ભર્ગ સિંચતો ચડતો જશે રે લોલ
પ્રભુજીના શરદપુનમના ચંદ્ર સમો મધ્ય રથંભી જશે રે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખાં થશે રે લોલ,
માજી તારો જય જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.
વિહારી.

*

## ૨૫. "તમારી આત્મ શ્રદ્ધા તો"

( ગઝલ )

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તુટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઉભા પહાડો યે ખસી જાશે,
બિયાબાં[1] માર્ગ દઈ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.
ઉતરવા સાત સાયર જો તમારા પત્થરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.
જવું આકાશમાં ધારો ન વાયુ-યાન પાસે છો,
વિના પાંખે ઉડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો.
થશે વિદ્યુત ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માગ્યા જો તમારી આત્મશ્રદ્ધા તો.
હજારો રોગની જવાળા દવાના બૂંદના વિના;
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો.
દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.
જીગરની બાળહઠથી તો વિઠોબા દુધ પીએ છે,
પ્રકટશે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો.

[1] જંગલ.

પ્રભુ પ્રહ્‌લાદને માટે વસેલા લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.
મદોન્મત્ત સિંહને વ્યાઘ્રો ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તો.
ઝરંતા ઝેર ભુજંગો ફણાને છત્ર શી ધરશે,
તજી દે ઝેર કાતીલો તમારી આત્મશ્રદ્ધા તો.
ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો.

કલ્યાણજી વિઠ્ઠલભાઈ.

*

## ૨૬. સ્વરાજ્ય સવારી.

આવે છે રે આવે છે સ્વરાજ્ય સવારી આવે છે;
જયનાદ ગગનમાં ગાજે છે, સ્વરાજ્ય સવારી આવે છે.
દૂર સ્વપ્ન થકી દૂર કહેવાતું
થાઓ લાયક ત્યારે જોવાનું
શું બાળક ચાંદો માગે છે, સ્વરાજ્ય૦
તડ પાડી રાજ્ય અહીં કરવાં'તાં
ઇલ્કાબ ખિતાબો ધરવા'તા
કાઉન્સીલે ફારસ કરવાં'તાં, સ્વરાજ્ય૦
પંજાબ ખિલાફતથી ચેત્યા,
ગાંધીજી અસહકાર ચઢયા,
ધ્વજ લીલો લાલ ચઢાવે છે, સ્વરાજ્ય૦
નોકરશાહી હાથ પડયા હેઠા,
ફાંદાઓ વિધવિધ લઇ બેઠા,
પણ નહિ ચાલે જખ મારે છે, સ્વરાજ્ય૦

હરિ! લાજ હવે તારે હાથે,
વ્રત મોટાં લીધાં તુજ સાથે,
બળ દે, કદિ ના પાછા હઠીએ—સ્વરાજ્ય૦

હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ.

*

## ૨૭. હવે મને હિંદ છે વ્હાલો રે.

( મને વ્રજવાસ છે વ્હાલોરે—એ રાગ. )

પાયો મારા ગુરૂજીએ પ્યાલોરે,
હવે મને હિંદ છે વ્હાલોરે,
કૌવતહર કેળવણીએ કીધા તન મન ધનથી ખુવાર,
માનાપમાનનું ભાન નહિ, બન્યા મૂરખના સરદાર,
કર્યો વધુ ડાઘ જે કાળોરે—પાયો૦
કોર્ટ—રણે ખેલે શર વકીલો જીભ તીખી તલવાર,
જીતે કે હારે, ન ન્હાવું નીચોવવું, પ્હેલાં ભરે ઘરબાર,
ગુલામીની ગુંથે છે જાળોરે—પાયો૦
ઘંટીનું પડીઉં ગળે લટકાવીને ભુખે ખાલી કર્યું પેટ,
મોંમાં માર્યો સુધારા*ના લાડુનો ડુચો ન ઉતરે હેઠ,
ધતીંગ એ ધાસનું ટાળોરે—પાયો૦
સત્યનું શસ્ત્ર ને શીલનું બખ્તર શાન્તિ સમી સજી ઢાલ
આપ બળે ઝુઝી મરવું કે તરવું આજે, કોણે દીઠી કાલ?
ખોટા બધા અન્ય છે ખ્યાલોરે,
આહુતિ સર્વસ્વની આલોરે,
પડો પણ પાછા ન ચાલોરે—પાયો૦

જીગર.

---

* રિફોર્મ્સ.

## ૨૮. તન્મનાટ

ડરૂં નહિ ભલે મરૂં પણ આગે કદમ ધરૂં હું,
કરૂં નહિ, ભલે મરૂં પણ, વ્હાલું વતન વરૂં હું.
શીરમાં ચઢે ખુમારી, ચેતન નયન ભભૂકે
રગ રગ રુધિર ઉછળે કે' આભ ઉંડળ ભરૂં હું.
જે ખાકથી નીપજ્યાં, આ ચામ, હાડ, મજ્જા
પરવા તજીને તેની નહિ દ્રોહીમાં ઠરૂં હું.
મુજ રંક માડીજાયાં, સહુ સંકટે છવાયાં,
તેનાં રખોપલાંની દઢ ઢાલ થઇ ફરૂં હું
ભડ ભીષ્મ બ્રહ્મચારી શરની સજી પથારી,
મારા હતા એ પૂર્વજ, તેને અનુસરૂં હું.
બુલબુલને ગુલ મુબારક. ગુલને ચમન મુબારક.
વ્હાલું વતન મુબારક એ દમબદમ સ્મરૂં હું.

જીગર.

*

## ૨૯. મ્હારો રેંટીયો

( વ્હાલા વેગે આવોરે-એ લય. )

ધીરો ધીરો ચાલેરે
મીઠો મીઠો ગાજેરે
રૂડો મ્હારો રેંટીઓ હોજી.
એ રેંટીયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે બાંધ્યું ભારતનો ઉદ્ધાર,
ધીરો ધીરો ચાલેરે.

સાખી—ત્રાક રૂડી પંખા રૂડા, ઉજ્જ્વળ તેમાં નાથ;
ઉજ્જ્વળ પુણી ઓપતી, ઉજ્જ્વળ મ્હારા હાથ;
દેશે મ્હારા દેશને,
(સૌ) ઉજ્જ્વળ ઉજ્જ્વળ સાથ:
દુઃખો સહુ હરતોરે,
અભયપણે ફરતોરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.
ધીરો ધીરો ચાલેરે,
મીઠાં મીઠાં ગાજેરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

વરતેજવાળા મનહર.

*

## ૩૦. મા મને ખાદીની ટોપી અપાવ.

[ અમ્મા મુઝે અછીસી ટોપી દિલાવ—એ રાગ. ]

મા મને ખાદીની ટોપી અપાવ,
ખાદીની ટોપી અપાવ, મા મને. ટેક
ખાદીનું પહેરણ ખાદીની ધોતલી
ખાદીની કંથા પહેરાવ. મા મને૦
ખાદીનું દફતર, ખાદીના જોડા,
ખાદીથી સુંદર બનાવ મા મને૦
બાપુ ગાંધીજીની દેશી નિશાળમાં,
સ્વદેશી ભણતર ભણાવ. મા મને૦
પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં,
રેંટીયો રૂડો કંતાવ. મા મને૦

સ્વરાજ્ય લેશું સુતરને તાંતણે,
ખાદીનો મહિમા ગવરાવ, મા મને૦

દોલતરામ સુંદરજી દવે

*

## ૩૧. " ફરી ભારત બનાવી દો ! "

પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો !
જૂનું તો છો રહ્યું જૂનું, નવા જગને બતાવી દો.
રજત રત્નો સ્ફટિક કાંચન, ખનિજ ધન રક્ષનારાઓ,
પહાડોના સદા સાવધ ખડા પહેરા ભરાવી દો !
વનૌષધથી ભર્યાં ભારે હરિત ઘન વૃક્ષરાજિનાં,
વનો વનરાજ વ્યાઘ્રોની ભીષણ ઘોરે ગજાવી દો !
તૃણાગારે જઇ ચરતાં અહીં તહીં ધેનુનાં વૃન્દો !
સુરીલી ગોપજનની વાંસળી વ્હાલી બજાવી દો !
ગિરિ ગવ્હર પતિત પાવન પ્રદાતા મોક્ષનાં તીર્થો,
તપસ્વી સાધુ સંતોની અલખ ધ્રુનથી જગાવી દો !
પઠનપાઠન પ્રવૃત્તિની પ્રકર્ષક પર્ણકુટિઓ,
ગુરુવર શિષ્ય ગભરૂ બ્રહ્મચારીથી સુહાવી દો !
સનાતન ધર્મનો સદ્બોધ દેતા શાસ્ત્રના જ્ઞાને,
હૃદય ઉંડાણથી અજ્ઞાનની આંધી ઉડાવી દો !
સુભટ નરવીર રણધેલા, ધુરન્ધર રાજનીતિજ્ઞો,
પ્રતાપી કર્મવીરોથી, વરદ કાર્યો કરાવી દો !
સુપુત્રોની સુખી જનની ગૃહિણી ગૃહલક્ષ્મીના,
પ્રસન્ન વંદને ગૃહસ્થોનાં ગૃહાંગણીયાં દીપાવી દો !
અતુલ વૈભવ અને વિજ્ઞાનથી ભુષિત ભારતની,
નવા જગની ભલે ભગવન્ ! પછી તુલના કરાવી દો !



# ૩૨. ભારતની આરતી

જય જય માતૃભુમિ, મા જય જય માતૃભૂમિ.
ગુણ તારા નિત્ય ગાઇ (૨) નમીએ ચરણ ચુમી,
જય જય માતૃભૂમિ. ટેક
તુજ કિરિટ સ્વરૂપ નંદન વનરાજે, મા નંદન૦
ભાલપ્રદેશે ત્હારા [૨] શીખ પ્રજા છાજે—જય જય૦
ક્ષત્રિય વીરનો વાસ વિશાળ ઉર ક્ષેત્રે, મા વિશાળ.
સદૈવ ત્હારા કાજે [૨] પડતા રણક્ષેત્રે—જય જય૦
તુજ કેશાવલિરૂપ, હિમગિરિ શોભે–મા હિમગિરિ૦
વિશ્વે અતિ વખણાઇ (૨) જગનાં મન લોભે—જય જય૦
બેલડીએ તુજ માત, સિંધ બંગ તપતાં, મા સિંધ૦
સાહિત્યે વિજ્ઞાને [૨] સહુ પહેલાં ધપતાં—જય જય૦
કચ્છ ગુજરાત સુરાષ્ટ્ર, સત્ત્વ રૂપ ત્હારાં, મા સત્ત્વ૦
ઉદ્યોગે વ્યાપારે [૨] સૌંદર્યે સારાં—જય જય૦
મહારાષ્ટ્ર, મદ્રાસ દ્વંદ્વ હૃદયગામી–મા દ્વંદ્વ૦
સબળ શ્રેષ્ઠ બુદ્ધિયુત (૨, સ્થંભ જોડ જામી—જય જય૦
હૈયે હારસ્વરૂપ ગંગા ને યમુના, મા ગંગા૦
કટિઆભૂષણ જેવા, [૨] આબુ વિંધ્ય ભલા—જય જય૦
અમાપ અર્ણવનીર તુજ ચરણો ધોતાં, મા તુજ૦
શુભ શિરછત્તર રૂપે (૨) ગિરિરાજે સ્હોતા—જય જય૦
સુજલાં સુફલાં માત, સુધર્મની ધાત્રી, મા સુધર્મની૦
હજીએ તું એની એ (૨) છે જગને ખાત્રી—જય જય૦
ગ્રહી પ્રતિજ્ઞા આજ તુજ મુક્તિ માટે–મા તુજ૦
સ્વરાજ્ય યુદ્ધે ચઢશું (૨) સહુ શિરને સાટે—જય જય૦

ભારતપુત્ર.

*

## ૩૩. वंदेमातरम्.

વન્દે માતરમ્

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્—વંદેમાતરમ્
શુભ્રજ્યોત્સનાં પુલકિતયામિનીમ્
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્-વંદેમાતરમ્
ત્રિંશત્કોટિ કંઠે કલકલ નિનાદ કરાલે
કોટિકોટિભુજૈર્ધૃત ખરકલ બાલે ?
કે બોલે મા, તુમિ અબલે !
બહુ બલધારિણીમ્ નમામિ તારિણીમ્
રિપુદલ વારિણીમ્ માતરમ્—વંદેમાતરમ્.
તુમિ વિદ્યા તુમિ ધર્મ, તુમિ હૃદિ તુમિ મર્મ,
ત્વમ્ હિ પ્રાણાઃ શરીરે.
બાહુ તે તુમિ મા શક્તિ, હૃદયે તુમિ મા ભક્તિ,
તોમારઇ પ્રતિમા ગડિ
મન્દિરે મન્દિરે.
ત્વંહિ દુર્ગા દશ પ્રહરણ ધારિણી,
કમલા કમલદલ વિહારીણી,
વાણીવિદ્યાદાયિની નમામિ ત્વામ્
નમામિ કમલામ્ અમલામ્ અતુલામ્
સુજલામ્ સુફલામ્ માતરમ્
વન્દે માતરમ્

શ્યામલામ્ સરલામ્ સુસ્મિતામ્ ભૂષિતામ્!
ધરણીમ્ ભરણીમ્ માતરમ્!
વન્દે માતરમ્!

બંકીમચંદ્ર ચટોપાધ્યાય.

*

## ૩૪. માતૃભૂમિને ચરણે

ઐ માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં,
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં. ટેક૦

માથે પે તૂ હો ચંદન, છાતી પે તૂ હો માલા,
જિવ્હા પે ગીત તૂ હો, મેં તેરા નામ ગાઉં. ઐ૦

જિસસે સુપૂત ઉપજે, શ્રીરામ કૃષ્ણ જૈસે,
ઉસ તેરી ધૂલિકો મૈં નિજ શીષ પે ચઢાઉં. ઐ૦

માની સમુદ્ર જિસકી ધૂલિકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં. ઐ૦

વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ,
ગોરે રહે ન કાલે તુઝકો હી એક પાઉં. ઐ૦

સેવામેં તેરી સારે ભેદોકે ભૂલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનુ સુનાઉં. ઐ૦
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં.
મન ઔર દેહ તુઝપર બલિદાન મૈં ચઢાઉં. ઐ૦

ઈન્દ્ર.

*

## ૩૫. વંદેમાતરમ્ સ્તોત્ર

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વન્દેમાતરમ્;
મૃદુલ સુખકર દુઃખહારી મંત્ર વન્દેમાતરમ્.
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વન્દેમાતરમ્:
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વંદેમાતરમ્.
ઓજમય બલકાંતિમય સુખ શાંતિ વન્દેમાતરમ્;
મતિપ્રદાયક અતિસહાયક મંત્ર વન્દેમાતરમ્.
હરઘડી હરબાર હો હરનામ વન્દેમાતરમ્;
હરદમ હમેશાં બોલીએ ગુરૂમંત્ર વન્દેમાતરમ્.
જપીએ નિરંતર શુદ્ધ મનસે મત્ર વન્દેમાતરમ્;
સોતે સમય ખાતે સમય કલગાન વન્દેમાતરમ્.
આઠોં પહર દીલમેં રહે મૃદુતાન વન્દેમાતરમ્;
મુખસે હૃદયસે રાત દિન હો જાપ વન્દેમાતરમ્.
તેગસે શિર ભી કટે ભૂલો ન વન્દેમાતરમ્;
મ્હોતકી ઘડીયાં ગુંજા દો નાદ વન્દેમાતરમ્.
જેલમેં હો તો જપો શુભ જાપ વન્દેમાતરમ્;
બેડીયાં ઝંકાર દે શુભ તાન વન્દેમાતરમ્.
વીર ગોલી તોપકી હૈ આડ વન્દેમાતરમ્;
તેગ બરછી કે લીયે હૈ ઢાલ વન્દેમાતરમ્.
કર્ણકા દૃઢ કવચ હૈ એક શબ્દ વન્દેમાતરમ્;
વિશ્વવિજયી શત્રુવિજયી મંત્ર વન્દેમાતરમ્.

*

## ૩૬. હમ કુછ ન કુછ કર જાયેંગે.

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે,
ઉસકે હિતકે કારને, હમ કુછ ન કુછ કર જાયેંગે.

ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણુ હમપર હૈ બહુત,
ઉસકે મિટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત કે દુઃખપ્રદ અવનતિપર કયોં ન અશ્રુ બહાવેંગે,
ઉનકે હટાને કે લીયે હમ કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મ વિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિ કે માર્ગમેં હમ કુછ ન કુછ કર જાયેંગે.
સંસાર કે ઉદ્ધાર હેતુ કૃષ્ણુ જન્મેં જેલમેં,
તો ફિર ભલા હમ કયોં ડરેંગે કુછ ન કુછ કર જાયેંગે
ચાહે કિતને કષ્ટ હમકો કયોં ન હો ઉસકે લિયે
સબ સહેંગે મર મિટેંગે કુછ ન કુછ કર જાયેંગે

*

## ૩૭. કર્મયુગ.

આ ગયા હે કર્મયુગ કુછ કર્મ કરના શીખ લો;
દેશપર અરૂ[1] જાતિ પર હંસ હંસ[2] કે મરના શીખ લો.
મારને કા નામ મત લો પહેલે મરના શીખ લો;
મીસ્લે[3] આયર્લેંડ દબ કર[4] ફિર ઉભરના[5] શીખ લો.
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખસિંધુસે;
તૈરકર[6] તો રકત સાગરસે ઉતરના શીખ લો.
ફિર જલા દોંગે સકલ સંસારકો ક્ષણુ માત્રમેં,
દેશદુઃખ કી આગ મેં પર પહેલે જલના શીખ લો
જેલયાત્રા કે લિયે દિન રાત ઉત્સાહિત રહો;
કૃષ્ણુજન્મ સ્થાનમેં[7] નિર્ભય વિચરના શીખ લો.
દેખના હૈ દશ્ય ભારતવર્ષમેં યદિ સ્વર્ગ કા;
દેશ કા તો પ્રાણુપનસે[8] દુઃખ હરના શીખ લો.

---

૧ અને ૨ હસતાં હસતાં ૩ પેઠે. ૪ દબાઈ જઈને. ૫ ઉભા થત ૬ તરીને. ૭ કારાગૃહ–કેદખાનું ૮ જીગરથી.

## ૩૮. કદિ નહિ હારના

કદિ નહિ હારના, ભાંવે[1] સાડી[2] જાન જાવે,
અસી[3] નહિ હારના, ભાવે સાડી જાન જાવે.
બિજલી તે અગ[4] કાલો[5] પાની, તુફાન કાલોં,
ન્હેરી[6] ભુચાલ[7] કાલોં—કદિ૦
તોપ તલવાર કાલોં, ગોલીયાંદી માર કાલોં,
ખંડેદી[8] ધાર કાલોં—કદિ૦
કુર્કી[9] નીલામી[10] કાલોં સખ્ત કલામી[11] કાલોં,
ફાંસી કાલેપાની કાલોં—કદિ૦
દીન ઇમાન નાલ[12], ધર્મ જ્ઞાન નાલ,
મર્દદી જબાન નાલ—કદિ૦
માંઝે[13] જોર નાલ, માલવેદે[14] શોર નાલ,
સોહણીયાંદે[15] બોલ નાલ—કદિ૦
ધન્ની[16] પોઠોહાર[17] નાલ, સંદલીદી[18] બાર નાલ.
ઝંગ સિપાલ નાલ—કદિ૦
રામ દે[19] પ્યાર નાલ, શાંતિ સબર નાલ,
રબ્બ[20] સચિયાર[21] નાલ—કદિ

પંડિત રામભજદત્ત ચોધરી

*

## ૩૯. હિન્દોસ્તાં હમારા.

સારે જહાંસે અચ્છા, હિન્દોસ્તાં હમારા,
હમ બુલબુલે હૈ ઇસકી, વહ ગુલિસ્તાં હમારા.

---

૧ ભલે. ૨ આપણી. ૩ આપણે. ૪ આગ. ૫ થી. ૬ વંટોળીઓ ૭ ધરતીકંપ. ૮ ખડ્ગ, ૯ જપ્તી. ૧૦ લીલાંઉથી વેચાણ. ૧૧ બોલ. ૧૨ ની સહાય લઈને. ૧૩ અમૃતસરનો એક ભાગ. ૧૪ લુધીઆના. ૧૫ સુંદર સ્ત્રી પુરૂષો, ૧૬ જેલમ. ૧૭ રાવલપીંડી, ૧૮ આ નામનો પુરૂષ થઈ ગયો તેનો ઈલાકો, ૧૯ નો. ૨૦ ઈશ્વર, ૨૧ સાચો.

ગુરતબમેં હો અગર હમ, રહતા હૈ, દીલ વતનમેં
સમઝો વહીં હૈ હમભી, દિલ હો જહાં હમારા
પર્વત જો સબસે ઉંચા, હમસાયા આસમોંકા;
વોહ સંતરી હમારા, વહ પાસબાં હમારા
ગોદિમેં ખેલતી હૈ, જિસકે હજારો નદિયાં;
ગુલશન હૈ જિનકે દમસે, રશ્કે જિના હમારા.
અંય આબે રોદે ગંગા, વહ દિન હૈ યાદ તુઝકો;
ઉતરા તેરે કિનારે, જબ કારવાં હમારા.
મજહબ નહીં શીખાતા, આપસમેં બૈર રખના;
હિન્દી હૈ હમવતન હૈ હિન્દોસ્તાં હમારા.
યુનાનો મિસ્ર રોમાં સબ મીટ ગયે જહાંસે
અબ તક મગર હૈ બાકી નામો નિશાં હમારા.
કુછ બાત હૈ કિ હસ્તી, મિટતી નહીં હમારી:
સદિયોં રહા હૈ દુશ્મન, દૌરે જમાં હમારા
ઈકબાલ કોઈ મરહમ અપના નહીં જહાંમેં;
માલૂમ કયા કિસીકો, દર્દે નિહાં હમારા.

*

## ૪૦. પ્યારા વતન હમારા

બુલ બુલ અગર હૈ હમ તો વહ હૈ ચમન હમારા,
તન હો કહીં, વહી પર રહતા હૈ મન હમારા.
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા.
ઇસકે હી અન્ન જલ સે હમ સબ કે સબ પલે હૈં,
મિટ્ટિ હૈ ઇસકી જીસમેં યો ફૂલ હૈ, ફલે હૈ. પ્યારા૦
લગતી હૈ બન કે સુર્મા આંખો મેં ખાક ઇસકી,

હમકો હૈ પાક કરતી તાસીર[1] પાક ઇસકી. પ્યારા૦
મિટ્ટિને ઇસકી કયા કયા જગ મેં હૈ ગુલ ખીલાયે,
ચુન ચુન કે ફૂલ જીસસે લોગો ને ઘર બનાયે. પ્યારા૦
થે રામ ભી યહીં પર ઘનશ્યામ ભી યહીં પર,
એૈસે મહાપુરૂપ હૈં ગુજરે ભલા કહીં પર? પ્યારા૦
બત્તીસ કોટિ બચ્ચેં હૈ ગોદ મેં ખિલાતા
સબકો યહી ખિલાતા સબ કો યહી પિલાતા. પ્યારા૦
ઇસકી હી રોશની હૈ ચહેરે[2] પૈ જો ચમક હૈ,
હૈ હડ્ડિયો મેં બેધારં ઇસકા હી તો નમક હે. પ્યારા૦
ખાદિમ[3] ઈસી કે હૈ હમ મખદૂમ[4] હૈ યે અપના,
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા.

*

## ૪૧. ભારત માતા.

એૈ મેરી જાન ભારત! તેરે લિયે યે સર હો,
તેરે લીયે હી જર હો તેરે લીયે જીગર હો
હિચકૂં ન તેરી સેવા સે મેરી જાન ભારત,
ગર્દન પૈ મેરી રકખા શમશેર યા તબર હો.
ગમ જાન કે લિયે ભી મુઝકો કભી ન હોગા,
ભારત તેરે લિયે હી આતી યે કામગર હો
કિસ્મતકા તેરી આખર ચમકે ફિર આસગોં પર,
સેવામેં તેરી માતા ગર જીન્દગી બસર હો.
"ભારત હી મેં સદા મૈં પૈદા હું ઔર મરૂં મૈં"
ઇશ્વર ન કુછ હો મન મેં, યહ આરજુ મગર હો.
ગર દેશહી કી સેવા હો પ્યારા ધર્મ મેરા,

---

૧ અસર. ૨ ધુર-રસ ૩ ગુલામ. ૪ માલિક.

પરમાત્મા કી તો ફીર મેરી તરફ નજર હો
જીવન સુફલ તભી બસ સમજેગા સાધુ અપના
સેવામેં તેરી માતા સર મેરા ગર નજર હો.

*

## ૪૨. સરફરોશીકી તમન્ના

સરફરોશી[૧] કી તમન્ના[૨] અબ હમારે દિલમેં હૈ
દેખના હૈ જોર કિતના બા[૩]જુએ કાતિલ[૪] મેં હૈ
રહેરવે,[૫] રાહે–મહબ્બત[૬] રહે ન જાના રાહ મેં
લઝ્ઝતે[૭] સહેરાનવર્દી[૮] દૂર યે મંઝિલ[૯] મેં હૈ.
આજ ફિર મકતલ[૧૦] મેં કાતિલ કહે રહા હૈ બારબાર
ક્યા તમન્ના–એ–શહાદત[૧૧] ભી કિસી કે દિલ મેં હૈ?
અય શહીદે[૧૨] મુલ્ક–ઓ–મિલ્લત![૧૩] મૈં તેરે ઉપર નિસાર[૧૪]
અબ તેરી હિમ્મત કા ચરચા[૧૫] ગૈર[૧૬] કી મેહફીલ[૧૭] મેં હૈ
વક્ત આને દે બતા દેંગે તુઝે અય આસમાં[૧૮]!
હમ અભી સેં ક્યા બતા દેં ક્યા હમારે દિલ મેં હૈ?
અબ ન પહેલે વલ્ વલે[૧૯] હૈં ઔર ન અરમાનોંકી[૨૦] ભીડ
સિર્ફ[૨૧] મિટ જાને કી એક હસરત[૨૨] દિલે–બિસ મિલ[૨૩]મેં હૈ.

મૌલાના હઝરત મોહાની.

---

૧ માથું આપી દેવું. ૨. લગની, ધુન. ૩. બાવડાં, હાથ. ૪. જુલમગાર. ૫ રસ્તે ચાલનાર, મુસાફર. ૬ પ્રેમનો પંથ–રસ્તો. ૭ રસ, લિજ્જત. ૮ રેતીના રણમાં ચાલવું. ૯ મુકામની જગ્યા. ૧૦ વધસ્થળ. ૧૧ મરી મટવાની હોંસ. ૧૨ હે ધર્મવીર! ૧૩ દેશ અને સમાજનો. ૧૪ કુરબાન, ન્યોછાવર થઈ જવું. ૧૫ વાતો. ૧૬ પરદેશીઓના. ૧૭ મેળાવડાઓમાં ૧૮ આકાશ (અહૂં કવિતામાં આકાશને પ્રેમીઓનું વેરી માન્યું છે) ૧૯ વ્યગ્રતા, ૨૦ વાસનાઓ. ૨૧ કેવળ. ૨૨ આકાંક્ષા. ૨૩ સજા પામવાને આતુર દિલ.

# ૪૩. બે પંખી*

૧

પાંજરાનું પંખી રહેતું સોનાના પિંજરમાંજી,
વનવગડાનું પંખી રહેતું સુંદર મનહર વનમાંજી;
એક દિવસ બન્ને પંખીડાં હળ્યાં મળ્યાં ને બોલ્યાંજી
રામ તણી મરજીથી ભેટ્યાં, દિલ આગળ દિલ ખોલ્યાંજી.
વનનું પંખી બોલ્યું: 'સાંભળ પિંજરના ઓ પંખીજી!
ચાલો વનમાં ઉડી જઇએ, વનમાં ઝાઝાં પંખીજી!'
પાંજરાનું પંખી બોલ્યું: 'વનના પંખી વહાલાજી!
આવ પડ્યાં રહીએ પિંજર; શા દોડા કરવા ઠાલાજી?'
વનવગડાનું પંખી કહે; ના એ તો ખોટી વાતોજી!
નથી અમારે બંદી થાવું, કેદ કારમી આ તો જી!
ગરીબ બાપડું બોલ્યું પંખી પિંજરનું રહેનારજી;
'હાય હાય! હું કેમ કરીને છૂટી નિકળું બ્હારજી!'

૨

વનવગડાનું પંખી ગાતું બેઠું બેઠું બહારજી
વનવગડાનાં મીઠાં ગીતડાં, કરી કરી લલકારજી.
પિંજરમાં રહેનારૂં પંખી પઢે પઢાવ્યા બોલજી;
જાત એક પણ ભેદ અહા શો ભાષામાં અણતોલજી!
વનનું પંખી બોલ્યું: પિંજરના ઓ પંખી ભાઇજી!
વનવગડાનાં જરા આજ તું બતાવ ગીતડાં ગાઇજી'
પાંજરાનું પંખી બોલ્યું: 'વનના પંખી વહાલાજી!
શીખે તો શીખવાડું ગાતો પિંજરનાં રઢિયાળાંજી!'
વનવગડાનું પંખી કહે: ના કોણ શીખે તે એવુંજી,
પઢ્યું બીજાનું પઢપઢ કરવું, બોટ્યું ભોજન લેવુંજી!

---

*રવિ બાબુના બંગાળી કાવ્યનું ભાષાન્તર.

ગરીબ બિચારૂં બોલ્યું પંખી પિંજરનું રહેનારજી;
' હાય હાય! હું વનનાં ગીતો કેમ ગાઇ શકનારજી? '

૩

વનવગડાનું પંખી બોલ્યું; 'શી શોભા આકાશજી!
ઘનશ્યામ શામળિયા જેવું, નહિ નામે તંગાશજી!'
પાંજરાનું પંખી બોલ્યું; ' પિંજરના જો તારજી,
ચોગમ કેવા બાંધી લીધા? બીક નહિ તલભારજી'
વનનું પંખી બોલ્યું; 'ભાઈ! છોડ પાંજરૂં તારૂંજી.
મેઘ ફરે ત્યાં આપણ ફરીએ, એ સુખ અતિશે સારૂંજી;
પાંજરાનું પંખી બોલ્યું; 'સુખ માચ્યું પિંજરમાંજી;
પાપી પીડે નહિ પારધી; આવ ભાઈ મુજ ઘરમાંજી '
વનવગડાનું પંખી બોલ્યું; 'ના ભાઇ, તારો પાડજી;
વિશાળ વાદળ ક્યાં ત્યાં ફરવા? ક્યાં ત્યાં લીલાં ઝાડજી?'
ગરીબ બાપડું બોલ્યું પંખી પિંજરનું રહેનારજી!
' હાય! થાકીને પગ ટેકવ્યાનો ક્યાં નભમાં આધારજી!"

૪

આ રીતે એ બે પંખીજન પૂરાં પ્રેમીજનજી
પ્રેમબંધને બંધાયાં, પણ નવ સંધાયાં તનજી.
વ્હાલ વડે ત્યાં સળીઆમાંથી ચાંચે ચાંચ લગાડેજી,
નહિ બોલે નહિ ચાલે, કેવળ નજરે નજર નિહાળેજી
કોઇ કોઇનું કહ્યું ન સમજે, મનમાં બહુ મુંઝાયજી,
પોતાની મનકેરી વાતો તે પણ નવ સમજાયજી.
રહી રહીને વળી ફફડાવે પાંખો ઘડીએ ઘડીએજી,
દીન વદન કરી કહેઃ 'આવ હજી કને, આવ હજી' હજીએજી.
વનવગડાનું પંખી કહે, 'ના હવે ન આવું આઘુંજી,
કોક કાંક પકડી પૂરી દે, તુંજ આવ, હું માગુંજી!
ગરીબ બાપડું બોલ્યું પંખી પિંજરનું રહેનારજી.
નબળી પાંખે કેમ ઉડાશે? હાય હાય લાચારજી!'

જુગતરામ દવે.

# અનુક્રમણિકા.

## રાષ્ટ્રીયશાળા, પુસ્તકાલયો અને કુટુંબમાં રાખવા લાયક

# બીજાં ઉપયોગી પુસ્તકો.

**બાલ પ્રાર્થના:**—સુંદર સુંદર ૩૩ પ્રભુ પ્રાર્થનાનો સંગ્રહ. પૃ.—૬૪ બત્રીસ પેજી કિંમત ૦—૧—૩

**ગોપકાવ્યો:**—સદ્ગત સાક્ષર શ્રી રણજીતરામ વાવાભાઈની રસભરી પ્રસ્તાવના સાથે. ગુજરાત વિદ્યાપીઠ, ટેક્સ્ટ તરીકે અને કેળવણી ખાતામાં તથા વડોદરા સ્ટેટમાં ઈનામ અને પુસ્તકાલય ખાતે મંજુર. પૃ. ૧૭૫ સોળ પેજી બીજી આવૃત્તિ છપાય છે કિં. ૦—૮—૦.

**પૂર્વ અને પશ્ચિમ:**—(જોન ચાઈના મેનના પત્રો) મહાત્મા ગાંધીજીના "ઇન્ડીયન ઓપિનિયન" માંથી પુનરાવૃત્તિ. પૃ. ૫૬. સોળપેજી કિં. ૦—૪—૦.

**હૃદયમંથન:**—દેશભક્તિ, સત્યાગ્રહ, સેવા અને ગોપજીવનને લગતાં કલ્યાણજી વિ. મહેતાનાં કાવ્યોનો સંગ્રહ પૃ. ૭૦. કિં. ૦—૬—૦ કાર્ડ બોર્ડનું પૂઠું ૦—૮—૦ પાકું પૂઠું ૦-૧૨-૦

**લોકગીતો:**—(છપાય છે) સંગ્રાહક સદ્ગત સાક્ષર રણજીતરામ વાવાભાઈ. એમના વિદ્વત્તા ભર્યા નિબંધો સાથે ૧૨૫ લોકગીતોનો સંગ્રહ પૃ. આશરે ૧૬૦ કિં. ૦—૮—૦

**રામચરિતામૃત:**—(૧૦૦૦ લીટીમાં રામાયણ) સાહિત્ય પરિષદનું પહેલા નંબરનું ઈનામી કાવ્ય પૃ. ૯૨. કિં ૦—૬—૦.

તા૦ ક:—ટપાલ ખર્ચ દરેકનું જુદું.

પુસ્તક મળવાનાં ઠેકાણાં

સ્વદેશી વસ્તુ ભંડાર લીમડાચોક, સુરત.

પાટીદાર વિદ્યાર્થી આશ્રમ, સુરત,